श्री "सत्य" "श्री सद्गुरुभ्योनमः"

# શ્રી સાર બોધ

યાને

## ગીત સંગ્રહ.

---

શ્રી નર્મદા-પાઠશાળા તરફથી


પુરોહિત બદ્રીલાલ રતનરામ

ઓરીસની ખડકી—ભરૂચ


---


પ્રકાશક,

પરમાર્થ જનસમૂહ.


---

અધિકારીને વિના મૂલ્યે મળશે.

---


ધી ગુજરાત પ્રિન્ટિંગ પ્રેસ—અમદાવાદ.

શ્રી " સત્ય " " શ્રી સદ્‌ગુરુભ્યોનમઃ "

# સ્ત્રી સાર બોધ

યાને

## ગીત સંગ્રહ.

૨૧૫૭

---

શ્રી નર્મદા પાઠશાળા તરફથી
પુરોહિત બદ્રીલાલ રતનરામ
ઓરીસની ખડકી—ભરૂચ

---

પ્રકાશક,
પરમાર્થ જનસમૂહ.

---

અધિકારીને વિના મૂલ્યે મળશે.

---

શ્રી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસ—અમદાવાદ.

# પ્રસ્તાવના.

પ્રાણી માત્ર સુખને ઇચ્છે છે; પરંતુ ખરૂં સુખ શામાં છે તેની તુલના પોતાની અલ્પ બુદ્ધિથી થઈ શકતી ન હોવાથી કેટલાક મનુષ્યો પોતાના મનસ્વિ સુખ તરફ ખેંચાઇ ઉલટા મિથ્યા તૃષ્ણાના તરંગોમાં ડુબી સુખને બદલે અગાધ દુ:ખ વહોરી લેછે. પુરૂષોનો ધંધો બહારનો હોવાથી તેઓને જોવા, જાણુવા તથા સાંભળવાનું વિશેષ મળે છે. પરંતુ આપણો સ્ત્રીસમાજ ઘરના કામકાજમાં ગુંથાએલો હોવાથી તેમજ પુરી કેળવણીની ખામીને લીધે તેમને માટે કાંઇક પુસ્તકરૂપી સત્સંગની વિશેષ જરૂર જણુાયાથી આ સ્ત્રીસમાજને ઉપયોગી ગીત સંગ્રહ બહાર પાડવાની વૃત્તિ ઉદ્દભવી છે.

થોડું વાંચવું પણુ તેના ઉપર વિશેષ મનન કરી તેને આચારમાં મૂકવાથીજ વિશેષ લાભ થાય છે. તે પ્રમાણે આ સંગ્રહનું પણુ સ્ત્રી પુરૂષો મનન કરી તે પ્રમાણે વર્ત્તવા યત્ન કરશે તો જરૂર લાભ થયા શિવાય રહેશે નહિ.

ધાર્મિક પુસ્તકો એ મહાત્માઓનાં હૃદય હોવાથી તેના વાચનથી સત્સગ જેટલું ફળ મળે છે, અને નાનપણુથીજ આવાં સત્પુસ્તકો તરફ વૃત્તિ પ્રેરાય તો સંસ્કાર દૃઢ થવાથી પરિણામે તેનું શુભ ફળ થાય છે. "शुभं शिघ्रम्" એ વાક્યને અનુસરીને આવાં ઇશ્વર પરાયણુ કૃત્યો જલદી શરૂ કરવાં જોઇએ. કહ્યું છે કે—

આજ કહે મેં કલ ભજું, કાલ કહે પુનિકાલ,
આજ કાલ તેં કરત નહિ, અવસર જાસી ચાલ.

શ્વાસે શ્વાસે રામ ભજ, મિથ્યા શ્વાસ મત ખોય,
ન જાનું મેં શ્વાસકી, આવન ફીરન હોય.
તુલસી વિલંબ ન કીજીએ, ભજ લીજે રઘુવીર,
તન તરકસ તેં જાત હે, શ્વાસ સારખે તીર.
પાવ પલકકી ખબર નહિ, કરે કલકી બાત,
જીવ ઉપર જમ ફીરત હે, જયું તેતર પર બાજ
કહતા હું કહે જાતહું, કહા બજાઉં ઢોલ,
શ્વાસા ખાલી જાતહે, તીન લોકકા મોલ,
કાલ કર તો આજ કર, આજ કરતો અબ,
અવસર વીતો જાતહે, ફીર કરોગે કબ,
એ દુનીઆમેં આયકે, છોડ દેહી તું એંઠ,
લેના હોયસો લેહી લે, ઉઠ જાતહેં પેંઠ.

ઉપરનું ભજન ધ્યાનમાં લઇ આ સંગ્રહ લખ્યા પ્રમાણે વર્તિ મનુષ્ય જન્મનું સાર્થક કરવું એમાંજ ખરૂં પુરૂષાર્થ છે. "સુજ્ઞેષુ કિં બહુના."

આ પુસ્તક પરમાર્થં છપાવવામાં જે ગૃહસ્થોએ મદદ કરી છે તેનો હું ઉપકાર માનું છું; તેમજ આ પુસ્તકને ફરી છપાવવા માટે શ્રીમાનોને મદદ કરવાની ઇચ્છા થાય તો નીચેને સરનામે યથાશક્તિ મોકલવું. ઇતિ શિવમ્

શ્રી નર્મદા પાઠશાળા.
પુરોહિત બદ્રીલાલ રતનરામ.
ઓફિસની ખડકી—ભરૂચ

श्री नर्मदायैनमः प्रातर्नर्मदायैर्निशिनमः ।
नमोस्तुनर्मदेतुभ्यं त्राहिमांविषसर्पतः ॥

" હે નર્મદા ! તવ ચર્ણુ નમી, માગું સર્વદા એક
સત બુદ્ધી મુજપર બક્ષો, ધરી ઉમંગે ટેક
નર્મદા મુજને આપજો, સર્વદા બીક્ષા નેક
તારણુ કારણુ મુજને ધરો, બદ્રી પુરણુ પ્રેમ.

---

૨

( હરિગીત છંદ )

શ્રીમાત રેવા ભક્ત સર્વ, શુદ્ધ પ્રેમે પૂજતા
નહી ધારી મળ નિજ મન વિષે જરી સત્ય રીતે યોજતા
રક્ષા કરો ? રક્ષા કરો ? હે માત ? આ નિજ બાળની;
મહિમા મહા ભીતિ દિસે, કલિયુગ સરખા કાળની
દાતા સદા શાતા તણી તું શ્રેષ્ઠ છું ભૂમિમહિં;
સધર્મ પાલન કાજ તું, શ્રી નર્મદા આવી અહીં;
માતા કરો શાતા તમે, શા ગુણુ ગાયે કિંકરો;
જય પાપ હારી સુખકારી, દેહને નિર્મળ કરો.
નિત્યે તને યત્ને કરી દ્દતુદેવ નર નમતાં હતા;
વિજ્ઞાન નાશક નિજ તણા, સહુ પાપ પુંજ પ્રલય થવા.
નર દેહ દીધો ઇશ્વરે, સત્કર્મ રૂડું સાધવા
તીરે વસો રેવા તણી હે, બન્ધુઓ સુખીઆ થવા.

---

૩

જય રૂદ્ર દેહા જય નર્મદે રેવા, પતિત પાવની દિવ્યા (૨)
સ્વીકાર મુજ સેવા. જય જય રૂદ્ર દેહા ટેક.

તવતલ આપોઆપ, શિવ લિંગો થાયે. (૨)
જનો ચમત્કૃતિ જાણી, (૨) તુંજ પ્રત્યે ધાયે. જય જય. ૧

અદ્‌ભૂત ત્રઠ પ્રતાપ, તારો હે માતા (૨)
કંકર શંકર થાએ, (૨) પ્રતિદિન જે ના'તા. જય જય. ૨

પ્રકટિ કરણ કારણ તુંજ, વૃતિ આભારી (૨)
કલિમલ હરવા કરભા (૨) રૂપ ધર્યું કારી. જય જય. ૩

સર્મદ તુજ ત્રઠ પાસ, જમનો ત્રાસ નહિ (૨)
તિર્થનાયિકા પદ તુજ, (૨) અભય કરે સહિ. જય જય. ૪

સુરનર સેવિત દેવી, જગ જીવ તારિણી (૨)
વિંધ્ય નગેન્દ્ર નિવાસિની, (૨) ભવ ભય હારિણી. જય જય. ૫

ચન્દ્ર શેખરી સુરસા, અનંત ફળ દાયી (૨)
તરંગ ચારૂ હાસી (૨) કલ્પાન્તર સ્થાયી, જય જય. ૬

ઓ માતા સુખદાતા, ત્રિલોક વિખ્યાતા (૨)
જન જે તુજને ધ્યાતા, (૨) જન્મ રહીત થાતા. જય જય. ૭

અહો અલૌકિક શક્તિ, ભક્તિ સુખકારી.
જીવને શીવ કરી સ્થાપે (૨) મોક્ષ પદે બારી. જય જય. ૮

અમૃત આરતિ નિત્ય, જે કોઇ આલાપે (૨)
તેહનાં સર્વે કષ્ટો (૨) અઘહરિણી કાપે. જય જય રૂદ્ર દેવા.

---

૪

## ॥ શ્રી સત્ય ગીત ॥

સમરણ રાખજો સતિ તણું, કારજ સરતાં જાય
નિશ્ચય રાખીને મન વિષે, ધરજો હૃદિયામાં ધ્યાન. ॥ સ.
સુંદર નામ છે સિતા સતી જોતાં, સુકન્યા જાણ,
આનંદે તારામતી, ભણતાં સરસ્વતિ માય. ॥ સ.
સુલોચના ને વળી અનૂસયા, સતી સાવિત્રી જાણ.
મદાલસા એ ઉત્તમ ખરી, તારામતી મન આણ. ॥ સ.
સુભદ્રા ને લક્ષ્મીજીમાં, સાચાં પાર્વતી હોય,
દેવહુતી ને દેવયાની, લોપામુદ્રા સુજાણ. ॥ સ.
સંજ્ઞા સ્વાહા ને સત્યરૂપા, ગાર્ગિ ચતુર સુજાણ,
રેણુકા ને રેવતી, તુલસી અંસુમતી આણ. ॥ સ.
પ્રાતઃ સમે એ સતિ તણું, નામ મનથી લેય,
અંત સમે બદ્રી ઘણું, કરશે કારજ તેહ. ॥ સ.
મૈત્રેયી, ઝુલાસુલિબા પંડિતા મંદોદરી ખરી ખાણ,
અરૂંધતીને ઇંદ્રાણી સાર, કુન્તા મન આણ. ॥ સ.
સાયંકાળે સમરણ કરતાં સ્વામી રીઝશે ષટમાસ,
એથી અધીક જો ચાહો તમે, દમયંતી વૃત્તાંત. ॥ સ.
છે અતિ રમ્ય આ દેશગાં, કરતાં પાર ન થાય,
આનંદ માનજો આટલે, તેથી અધીક વધાય. ॥ સ.
નમી નમીને પ્રભુ કને. માગી લઉં છું આજ,
જન્મ પામી તે ઉદર માંહી, કારજ કરવાને કાજ. ॥ સ.

---

૫

## ॥ શ્રી સત્યશ્રી સદ્દગુરુભ્યો નમઃ ॥

## હસ્તમેળાપ વખતે ગાવાનાં

### મંગળાચરણ.

વરશુભેચ્છક બાળાઓને ગાવાનાં

શ્રી લક્ષ્મી કાન્ત, કમળ નયનં શોભે સદા સુખદા ।
શ્રી સીતાપતિ રામચંદ્ર, સુલભા આપે સદા મંગળા ।
એવી છે હિમશૈલજા, વિમલતી, શોભે સદા શોભતાં ।
અંબાચે, સુખ, રમણું લાગે સદા મંગળં ॥ ૧ ॥
આનંદે સત્ય સમજી રાખો ઘણી નમ્રતા ।
પામો સુખ ધર્મ સમજી જાણો પતિ પ્રાણદા ।
તુળસી સુપતિ ધર્મ મર્મ સમજી રાખ્યો રૂડી રીતથી ।
તેવો ધર્મ પાળી બાળ પતિને રાખો સદા મંગળં ॥ ૨ ॥
ગણેશા વિભુદેવ, તે પ્રથમમાં, આદિપ્રભુ શંકરા ।
પાર્વત્યા, શ્રી જગતજંનની, હાસ્યે સદા વંદના. ।
પૂજ્યે, માન્ય, અખંડ, તનમાં ધારોધરી સુખમાં ।
આને પૂર્ણ પ્રેમ એજ સુખમાં, તેને સદા મંગળં ॥ ૩ ॥
આવી જાન આજ તો અતિ ઘણી, સાથે ઘણી સુંદરી ।
પેખી પાદપદ્મ વિભુતણા આપો તમો માંગતાં ।
લાવો હસ્ત હવે ઘડી થયે, પેખ્યા અમે પ્રેમદા ।
રીઝયારાય આથી જગતમાં, પામ્યા સદા મંગળં ॥ ૪ ॥

---

## કન્યા શુભેચ્છક બાળાઓને ગાવાનાં.

સાવિત્રી સતી સુંદરી, ભુવનમાં ધારી ખરી ટેકને ।
પામી પ્રેમ પૂર્ણ પતિનો સુખે સતી મહાલતી ।
તેવા પ્રેમકરો ભુવનમાં, બાલા તમે રહેમથી ।
શાન્તે શુભગુણ ધરીને, બાખો સદા મંગળં ॥ ૫ ॥

મંગળમય શુભ નામ છે સતીતણા પ્રેમે સદા પૂજતા ।
ધારી ધૈર્ય સદા સદનમાં માગો સદા પ્રેમને ।
પામિ સુંદર સ્નેહ પતિનો, માણો સદા સુખને ।
ધારે તે હરિરત્ન હૃદયમાં, એ છે સદા મંગળં ॥ ૬ ॥

અનુસૂયા, ખરી માત, આ જગતની, રાખ્યો પતિ ધર્મને ।
તેવાં કાજ આજ કન્યા તમે, કરજો ધરી ટેકને ।
ગંગા દિસતિ શાંત, વહિને માગે સતી પાસ તે ।
આપો દાન અમુલ્ય એજ અમને જેથી સદા મંગળં ॥ ૭ ॥

સત્યે શુભ શોભતું અતિઘણું, પૂજ્યે પ્રભુ રીઝતાં ।
સત્યે, દ્રૌપદી આજ સ્મરણમાં રાખો સદા સુખમાં ।
સત્યે શ્રીમાતા સિતા વળી. રચ્યા પ્રપતિ પ્રેમને ।
સત્યે સુખ સમજી વદનમાં રાખો સદા મંગળં ॥ ૮ ॥

સુંદર છે શુભગુણ સતિતણાં પાળો પતિ ધર્મને ।
સુંદર છે શુભ નામ અતિ ઘણા રાખો ખરા ટેકને ।
સુંદર છે સુખસાર જગતનું, પાળે સદા ધર્મને ।
સુંદર છે સુખસાર સમજી, બદ્રીસદા મંગળં ॥ ૯ ॥

---

૬

જયરામ રઘુકુળ ભાણુ, વેદવખાણુ આપ તણા કરે,
જયરામ પૂરણ કામ, પાપી આપ નામ સ્મર્યે તરે,
જયરામ નિશિચર મારવા, ભૂમિનો ભાર ઉતારવા,
પ્રગટયા અહો પરબ્રહ્મ ! પુણ્યસ્વી સુભક્તો તારવા. ૧
જયરામ વંશ ઇક્ષ્વાકુને, અજપુત્ર દસરથને ઘરે,
જયરામ કૌશલ્યા ઉદરથી, ઉદ્ભવ્યા જગમાં ખરે
જયરામ વિશ્વામિત્ર સહ, કાચી કીશોર વયે જઇ
જયરામ મારી તાડિકા, મૃદુ હાથમાં કામુંક લઇ. ૨
જયરામ સારી અર્થ, તાપસના જનક ગેહે જતાં,
જયરામ ઉદ્ધારી, અહલ્યા, પગવડે જરિ સ્પર્શતાં,
જયરામ ત્રંબક તોડી, મોડી માન રાવણનું પ્રભુ,
જયરામ સીતાને વર્યા, વિસ્મિત કરી જગને વિભુ. ૩
જયરામ પરસરામનો, મદમોડી અવધે આવી આ,
જયરામ સિતા લાવી ભાંડુ, સર્વને મન ભાવીઆ,
જયરામ વચન પિતાતણું, પળવા સુઅભિષેકજ સમે,
જયરામ જાનકિ સહવને, વિચર્યા ખળ્યા ન રહ્યા કયેમે. ૪
જયરામ ભરતે વિનવ્યા, ગિરિ ચિત્રકુટે આવીને,
જયરામ મરણ પિતાતણું, પ્રતિયોગથી સંભળાવીને,
જયરામ તોપણ નવ ડગ્યા, અતિ તાપ અંતરમાં થતે,
જયરામ ભાળવ્યું રાજ્યભક્ત, સુ ભરતને વનમાં જતે. ૫
જયરામ પછી ડંડકવને, ગોદાવરી તટ આવીને,
જયરામ પંચવટી વિષે, પોતે વસ્યા મુનિ ભાવીને,

જયરામ ત્યાં દશકંધ ભગિની, આવી પાપમતી ધરી,
જયરામ તેને લક્ષ્મણે ક્ષણુમાંજ નાકવની કરી.
જયરામ રાક્ષસ ચઉદ સહસ્ર, વિદારીયા તે વન મહિ,
જયરામ ખરદૂખર, ત્રિશીરાનેય પણ માર્યા તહીં,
જયરામ સાર્યા અર્થ, તાપસના નિશાચરને હણી,
જયરામ રાવણ કોપીઓ, સુણી વાત સુર્પનખા તણી. ૭
જયરામ તેથી પાપીએ, પાપાચરણ વળતી કર્યાં,
જયરામ મારિચ મૃગ કરી, થઇ જોગી જગમાતા હર્યાં;
જયરામ ગીધ જટાયુએ, રોકયો પ્રપંચી પાપિને,
જયરામ તોપણ તે ગયો, પાંખો સુંતેની કાપિને. ૮
જયરામ આવ્યા આશ્રમે, જનકાત્મજા જોયાં નહીં,
જયરામ વાત જટાયુએ, સીતા હરણની સૌ કહી,
જયરામ આપી મુક્તિ તે, ખગને સતીની શોધમાં,
જયરામ વાધ્યા વિશ્વનેજ, જણાવવા બહુ ક્રોધમાં. ૯
જયરામ જાનકીના વિયોગ, વડેજ બહુ વ્યાકુળ થતા,
જયરામ સવરી, આશ્રમે, દીઠા સુદેવ ગણે જતા,
જયરામ પૂરણકામ આવ્યા, જોઇને સવરી તદા,
જયરામ ચરણ સરોજમાં, લપટાઇ ગઇ થઇ મન મુદા. ૧૦
જયરામ એઠાં બોર તેનાં, તૃપ્ત થઇ તેવે જમ્યા,
જયરામ ભોળે ભાવ, ગાંડી ઘેલીને પોતે ગમ્યા,
જયરામ પંપાસર પછી, સવરી કહ્યાથી પરવર્યા,
જયરામ સુગ્રીવાદી, કપિગણને સહાય વિષે પોતે વર્યા. ૧૧
જયરામ વાળી મારી, સંકટ ટાળિ કપિ સુગ્રિવનું,

જયરામ દઇ મૈત્રી કરી, દળ મેળવ્યું માણસવનું,
જયરામ હનુમાને તદા, કરિ શોધ સીતાની કહ્યું,
જયરામ જનકાત્મજા, લંકા વિષે આપે લહ્યુ. ૧૨
જયરામ પત્થર પાજ બંધાવી, ઘણા લંઘૂરથી,
જયરામ વાનર-રીંછદળ લઇ, આવ્યા બહુ દુરથી,
જયરામ લંકાને વિષે, આવી મહા યુદ્ધ આદરી,
જયરામ રાવણુ રોળિયો, પરિવાર સહ પૂરો કરી. ૧૩
જયરામ ભૂંડો બ્રહ્મરાક્ષસ, ભક્તભય હરવા તમે,
જયરામ જાનકી નીમીતથી, માર્યો મરે નહિ જે કયમે,
જયરામ ભક્ત સુ આપનો, વિભિષણુ કરી સ્થિર હે હરી ?
જયરામ જાનકી લઇ ફર્યા, સુ વિજય ધર્મ તણો કરી. ૧૪
જયરામ ચરિત સુ આપનું, જિહ્વાગ્ર રહેવા આ કર્યું,
જયરામ સતકોટી વિષે, મુનિ વાલ્મિક રચીને ભર્યું,
જયરામ તો પણ તૃપ્તિ તે, મુનિને નથી થઇ શું કહું,
જયરામ હું મતિમંદ રામ, ઉચ્ચારિ તૃપ્ત સદા રહું. ૧૫
જયરામ તારકમંત્ર માત્રજ, આપનું શુભ નામ છે,
જયરામ તો વિસ્તારનું, મારે પછી શું કામ છે ?
જયરામ એથ "રામ રામ" હું જીભથી રટું સર્વદા,
જયરામ ગણુપતરામને, મતિ આપજો એવી સદા. ૧૬

---

૭

વચન આ સુણજોરે, યુવતીઓ, વચન આ સુણજોરે.
સુણી ઉર ધરજોરે, સુ સખીઓ, વચન આ સુણજો—ટેક

કુલીન કુળમાં જન્મીને, શાંશાં કરવાં કાર્ય,
કો વિધિ જગમાં ચાલવું, કહું જેથી શોભે આર્ય. સખીઓ વચન ૧
માત તાતની પાળવી, આજ્ઞા જે શુભ હોય
વિદ્યાકલા સુગુણ ધરો, જેથી નિંદે ન જગમાં કોય. સખીઓ ૨
ગૃહનાં કામ સકળ શિખી, શિખી સજવા શૃંગાર,
પાક કળા શુભ જાણીને, કરો ષડ્‌રસ ભોજન સાર. સખીઓ ૩
વસ્તુ વ્યવસ્થા રાખીને, શોભાવો આગાર,
સ્વચ્છ લીંપવા, મૃત્તિકા–ગોમયની કરી ગાર. સખીઓ ૪
વસ્ત્રો સ્વચ્છ કર્યા તણી, યુકિત લહો વિશાળ,
રક્ષણની યુકિતઓ, લહી લહો ચાલ સુચાળ. સખીઓ ૫
પતિ કુળની શુભ નીતિઓ, સમજીને મન માંય,
સઉનું મન જોઇ વર્તવું, જેથી અપ્રિય થઇએ નહિ ક્યાંય. સખીઓ ૬
વિવિધ સુવિદ્યા જાણવા, જો આવે અવકાશ,
તો જાણવી આળસ તજી, જેથી મતિનો થાય પ્રકાશ. સખીઓ. ૭
સુકળા જાણો જેટલી, તેનું પણ ગૃહી જ્ઞાન,
મનને મદ રહીતજ કરો, જેથી વાધે નહિ અભિમાન સખીઓ. ૮
વય વધતાં શુભ યોગની, સમજી યુકિત રસાળ,
વૃત્તિ વશ વર્તાવવી, જેથી પીડે ન કર્મ કે કાળ સખીઓ. ૯
આ ભવના શુભ ભોગને, ભવપતિ કેરો યોગ,
વિધિવત્ અનુભવિ અંતમાં, થાવું રહી સઉ રોગ સખીઓ ૧૦
હિત વચન એક અંતનું, કહું સુણજો ધરી કાન,
મનહર પ્રભુપદ ચિત્ત દઇ, સ્મરજો શ્રીપતિ ધરિ ધ્યાન સખીઓ. ૧૧

૮

(પ્રભાત.)

આ જગમાં અબળા જાતિએ, પતિવ્રત પાળવું સાચું રે,
તીર્થ વ્રત જપ તપ સાધે પણ, પતિવ્રત વિણ સઉ કાચું રે. આ. ૧
ઘણી અબળા તો સબળા સમ થઇ, આપે પતિને અતિ પીડા રે,
પાપીણીઓ તે બહુ દુઃખ પામે, પડી નરકે થઇ કીડા રે આ૦ ૨
કડવાં વેણ વદે પતિને તો, જીભે ઉગે કાંટા રે,
સંગ કરે એ અભાગણીનો જે, તેને પણ નડે છાંટા રે આ૦ ૩
ડોળા કાઢી પતિને ધમકાવે, આંધળીનો જન્મ પામે રે,
દુઃખ દઇ પતિનું મન દઝવે તો, યમ પણ તેને ડામે રે આ૦ ૪
પતિ પણ વણ વાંકે કો સતીને, દુઃખ દઇ મનમાં ફુલે રે,
(તો) ખાડા વનમાં અજગર થઇને, મહા દુઃખમાં પછી ડુલે રે આ૦ ૫
નારીએ તો નાથ નિરંતર સેવી સુખીઆ થાવું રે,
સદ્ગુણ લેવા નિત્ય પ્રભાતે આ પદ વિજળી ગાવું રે આ૦ ૬

---

૯

જેણે માત તાત તણો પ્રેમરસ પીધો નહિ
પ્રભુ તણો પ્રેમરસ પીધો તે શા કામનો;
પ્રસન્ન કર્યાં ન માત તાતને પુજન કરી,
રહ્યો ન આ દેહ પછી કોડી તણા કામનો. ૧
મેળવ્યો ન ભાવ માત તાત તણો ભલી ભાતે,
કામનો ન ભાવ મળ્યો જગત તમામનો;

માત તાત પ્રસન્ન કર્યાં ન તેણે મેળવ્યાન,
જગતમાં જીવી લાભ ફુટીરે બદ્દામનો. ૨
જેણે માત તાત તણી પ્રાર્થના પ્રાતે નગાઇ,
પ્રભુ કેરી પ્રાર્થના જે ગાઇ તે નગાઇ છે;
ચાહી નહીં માત તાત તણી પૂજા ચિત્ત માંહી,
પ્રભુ તણી પૂજા ચિત્ત ચાહી તે નચાહી છે. ૩
જેણે માત તાત તણી આંતરડી ઠારી નહીં,
અન્ય તણી આંતરડી ઠારી તેન ઠારી છે;
ચાખી ન પ્રસાદી માત તાત તણી મન કરી,
પ્રભુની પ્રસાદી ચાહિ ચાખી તે ન ચાખી છે. ૪

---

૧૦

(વસંત તીલકા)

હે માત તાત ઉપકાર અમાપ કીધા,
પામું ન પાર શ્રમ જે મુજમાટ લીધા;
તેનો કદી ન બદલો દઇ તો શકુ હું,
માત પિતા તમતણો દીનદાસ હુંછું. ૧
બાળાપણે હતું શરીર અપંગ જ્યારે,
પાળ્યો મને પ્રેમથી પોષી ત્યારે;
દુઃખો અસહ્ય સહિખાંતથી શું કહુ હું,
માત પિતા તમતણો દીનદાસ હુંછું. ૨
સંભાળ એજ સમયે ક્ષણમાં કરેલી,
તેનો જીવિત સુધી ના મુજથી જાશે તે

કોટીક કષ્ટ પડતાં કયમ એ ભુલું હું,
માત પિતા તમતણો દીનદાસ હુંછું. ૩
એવા તજી ન તમથી ક્ષણ દૂર જાઉં,
ભાવે જમાડી તમને અવશેષ ખાઉં;
પાદારવિંદ પૂજવા કદી ના ચુકૂં હું,
માત પિતા તમતણો દીનદાસ હું છું. ૪
હે માત તાત તમને ચરણે નમીને,
દાસાનુદાસ દીન હું કહું વીનવીને;
ભક્તિ તમારી કરવા ચિત્તમાં ચહું છું,
માત પિતા તમતણો દીનદાસ હુંછું. ૫
પુજી પ્રભુપદ સમાં તમને સદાયે,
આજ્ઞા તમારી નલોપીશ હું કદાયે;
સેવા તમારી કરવા નિમ હું લઉછું.
માત પિતા તમતણો દીનદાસ હુંછું. ૬

---

ગીત.

૧૧

( પુનેમ ચાંદની ખીલી પુરી અહીંરે—એ રાગ )

સખીઓ નિજ નિજ નિતિ ધર્મ સદા સંભાળીએરે.
પરમ પવિત્ર પતિવ્રત પટકુળ કરી પરિધાન્
સાસુ સસરા માત પિતાની સેવા સાચવોરે,
ભાવ સહિત ભક્તિથી નિત ભજીએ ભગવાન.
એવા ઉત્તમ ગુણથી ઉભય સુકુળ અજવાળીએરે.

નજરે નજર ન જોડીએ, નાથ વિના નર સાથ
પરનરને નવ આપીએ, તાળી હાથો હાથ.
હસવું રમવું જમવું એકાંતે નવ બેસવું રે,
પતિ વિણ પતિના સન્મિત્રો સંગાથ. એવા.
નાથ વિના કરવી નહિ, વિનોદ રસની વાત;
વિશ્વ વિરૂદ્ધ ન વર્તવું, ભલે તાત કે ભ્રાત.
સજની ભ્રષ્ટ થવું નહિ સુધરી સદ્વિચારમાંરે
નિર્લજ નટવિટની સોબત તજવી સુજાત. એવા.
કુષ્ટી કુરૂપ કુબડો નીરધન નીરબલ કાય,
મતિહીન પતીત પતિ મળે, એ સતીને શર રાય.
જોડી પગ અંગુઠે દૃષ્ટિ આછું ઓઢીએરે,
સુખકર સાચવીએ સૌ સાથે સંપ સદાય. એવા.
ઉંચે સ્વરે ન ઉચરવું, મૂકીને મરજાદ
કુલીન બ્હેન કરવો નહી; વડીલથી વિવાદ.
ચંચળ ચાલે ચટક મટક ચતુરા નવ ચાલીએરે
શિવ સુત કેશવની શિખામણ અંતર યાદ. એવા.

---

ગીત (૧૨)

( ગિરધારીરે, વાત કહું તે વિચારો એ રાગ )

પ્રિય બેનીરે, સુણો શિખામણ સારી, હું કહું તમને વિસ્તારી.
આ ભવમાંરે, સારી રીતિથી ચાલો, નવ આળસમાં દીન ગાળો.
છે જન્મ મરણ જન બાથેરે,
સારાં કૃત્ય આવે છે સાથે રે

પુણ્ય દાન કર્યું જે હાથેરે.
તેથી કરજોરે ઇચ્છા સફળ તમારી. હું કહું. ૧
નવ ધરજોરે ક્રોધ ચિત્તની માંહી. જેથી કલેશ થાય કદી નાહી.
બેનભાઇ હેતે બોલાવરે
કોઈ રીસ કદી ન ચઢાવરે
સહુ સારા સારાં કહાવરે
આચરજોરે પ્રીતિ નીત ઉર ધારી. હું કહું. ૨
દુર્જનનીરે, સાથ વાત નવ કરવી પરનીંદા મન નવ ધરવી.
લજ્જાને નવ દૂર કરજોરે
ખોટાં આળ થકી પણ ડરજોરે.
સારાં વચન મુખે ઉચરજોરે.
જેથી પ્રસરેરે, કીર્તિ લોકમાં ભારી. હું કહું૦ ૩
પતિ સંગેરે, રોષ કરી નવ વદવું. કશું સંમતિ વિણ નવ કરવું.
જેથી સુખ અતિશય આપેરે.
નવ સાસુ કદિ સંતાપેરે
કદી શાણાં ઘરમાં સ્થાપેરે.
નણદીનેરે, બેન તમે તો ધારો. હું કહું૦ ૪
વિદ્યાનેરે માન ઘણેરૂં આપો. સદ્ પુસ્તક ચિત્તે સ્થાપો.
વિદ્યાથી વૃદ્ધિ જાણોરે.
વિદ્યાવાળીને ચિત્તે વખાણોરે.
ઉંચી ઉમેદ મનમાં આણોરે.
જેથી કુળનીરે કીર્તિ વાધે ભારી. હું કહું૦ ૫
લક્ષ્મીપર રે મોહ તમે નવ લાવો. કદી ધનપતિ પત્ની કહાવો.

લક્ષ્મીને અસ્થિર જાણીરે.
કરો દાન સુપાત્રને આણીરે.
જયમ પાય તૃષાર્તને પાણીરે.
તમે વરતો રે ઉદારતા દીલધારી. હું કહું૦ ૬
નવ વિસરોરે પણિ પ્રભુને મનથી, નિત્ય સેવન કરજો તનથી.
અંતે મોક્ષજ થાય તમારોરે.
જન્મ થાય જગતમાં સારોરે.
ભવદુઃખનો આવે આરોરે.
છેવટનીરે આ શીખ જાણો સારી. હું કહું૦ ૭

---

ગીત.

(૧૩)

( વર્તનની રીતિ. )

( ઓધવજી સંદેશો કહેજો શ્યામને—એ રાગ )

આવો બેની આજે રમીએ આપણે
વર્તન કેરી રીતલડી ગીત શુભરે
વદવું હસવું ફરવું ફેવું લોકમાં
કરવું ધરવું કારજ કેવે રૂપરે ૧

મૃદુ મૃદુ મિઠડાં વેણુ વદેથી શું વળ્યું ?
જો નહિ અંતર માંહિ મિઠાસનું મૂળરે
વાંચન લેખન પાઠ પઢે શું પામીએ ?
જો ના નમ્ર સ્વભાવે દિપવ્યું નૂરરે ૨

ચટક મટક ચાલ હિંડેથી શું થયું ?
સહિ પણ વિનયનું સંઘર્યું ના સુખ રૂપરે
સુંદર નૌતમ શણગારો કેમ શોભશે ?
દિવ્ય શિયળ પટકુળ ગણું મન ધુળરે 3
માળા મુજા કંકુ છાંટે શું મળે !
કદિ નિજનાથ ગણ્યો ના શિરપર ભૂપરે,
નાહ્યે ધોયે સાબુથી શું ઉઘડયું ?
કદિ ના રાખ્યું અંતર સુઘડ ખુબરે. ૪

બુદ્ધિ દીધી હશે તે સા અર્થની ?
નાખ્યો શુભ ઉપકારને ઉંડે કુપરે,
ડહાપણમાં દરિયાવ બનેથી શું વળ્યું ?
રસિયા સત્યપે પ્રીતિનું ના પુરરે. ૫

વિધવિધ ભોજન રાંધ્યાં તે કેમ ફાવસે ?
નિરખી ભોજન પાત્ર ચઢે જો સુગરે,
નિશદિન ઘરનો ભાર વહ્યો તે વેઠ છે.
જો નવ ઘરનું યંત્ર છે નિયમિત શુભરે ૬
આજે થોડું ગાયું વધુ તે માનીયે.
સૌમાં આવો પાર નહી છે ખુબરે.
ઘુંટડો એક અમૃતનો ઝટ દાખવે.
શો તેમાંહિ સ્વાદ રૂપે રૂમઝુમરે. ૭

---

## ગીત (૧૪)

સરવે સખીઓને શીખ દઉં રે
સતિનો સાચો શું શૃંગાર
સુખ દુઃખમાં પણ નવ વિસરો
સદ્ગુણનો અલંકાર
સાડી શિયળની રૂડી અંગ પરધાર
પતિવ્રતા છાપ અંબોડો માથે
પતિ સેવા પૂજાવ્રત કંકણ હાથે
પરઘર બંધન બાંધો ઝાંઝર પાયે
પીયુ પ્રસન્નતામાં ધ્યાન રાખો સદાયે
નિરખે ન અન્ય પુરૂષ અંજન એવું
પતિ પ્રસંશા ગુણ ગાય ન તેનું
સાસુ સસરા સેવા નણંદ સંભાળો
તોતો સંસાર લાવો લેશો સારો.

---

## ગીત (૧૫)

બણી. વિવેકી ડાહ્યા થઇને સઉમાં હળીમળી ચાલો રે
પ્રભુથી બીતાં નીતિથી રહેતાં, કળી નવ વળગે આળો રે. બણી ૧

આવડતથી ને ચાલાકીથી ઘર સંસાર ચલાવો રે,
સુઘડ રહીને ચતુરાઇથી લોપીયુ સુખ લાવો રે. બણી. ૨

ભલું ઉપાડી લીધું ઘરને વળી તરાવ્યું કહાવો રે
કુટુંબ વધેથી પ્રૌઢપણાથી વધુ યશ રગદર સાચો રે. બણી. ૩

પુસ્તક વાંચન કરી પરવારે, મનમાં નીતિ જમાવેરે,
નર્મદ ભણેલું સફળ તમારૂં, જો જગકર્ત્તા ગાવે। રે. ભણી. ૪

---

## ગીત (૧૬)

( ઓધવજી સંદેશો કહેજો સ્યામને—એ રાગ )

અબળા જાતિએ જગમાં જન્મી સદા,
પતિ કુળમાં નીતિથી કરવો વાસ જો;
શય સમુ સુખ હોય માત પિતા ગૃહે,
પણુ તે સુખની તલભર ધરવી ન આશ જો અબળા૦ ૧
પતિવ્રત પાળી પતિ સેવા સજવી સદા,
પતિ આજ્ઞા કદી ન કરવી ભંગ જો;
માત પિતાસમ સાસુ શ્વસુરને સેવવાં,
નિકટ સંબંધી પાળવા જો અપંગ જો અબળા૦ ૨
ષડ્રસ ભોજનની વિધિ સઘળી જાણુ ી,
ઉત્તમ પાક કર્યાની ધરવી હોંસ જો;
જે ગુણુ જેમાં હોય તે તેથી શીખવો,
શીખામણુ કો દેતો ન ધરવો રોષ જો. અબળા૦. ૩
પતિ પ્રભુ સમ લહી કરવી ભક્તિ પ્રેમથી,
અનન્ય થઇને પતિપ્રતિ રહેવું શુદ્ધ જો;
તુચ્છ સકળ વ્યવહાર તણાં આ કારણે,
વાણીથી પણુ કરવું કદિ નવ યુદ્ધ જો. અબળા૦ ૪
સુખ દુખ સહેતા સમ ગણુવાનો મહાવરો,
દૃઢ રાખીને અંતર રહેવું શાંત જો;

ભાગિરથી પ્રભુ પદને અંતે પામવા,
ચાણી સખીએ શિવગ્રહિ ભજવા કાંત જો. અબળા૦ ૫

---

## ગીત (૧૯)

(હરિભજન વિના દુઃખ દરિયા સંસારનો પાર ન આવે—એ રાગ.)

સુણ સાહેલી, મન જેનાં મોટાં તે મોટા જાણવા,
આ ગુણ વડે, ઉચ્ચ જનોને પરખી તુર્ત પીછાણવા;
કુળ કે ધનનું અભિમાન નથી, મનમાં કદી કુડ થસે ન રતી,
દુઃખીઆ જનની દીલ દાઝ અતિ. સુણુ૦ ૧
ધનવાન વડો ધન વાપરશે, જન રાંક દયા દિલમાં ધરશે,
પર કાજે કસી તનને કસે. સુણુ૦ ૨
ખુશ રહે દીનના દુખડાં દળ ને, સહુ સજ્જન સાથ હળીમળીને,
વદશે શુભવેણ લળી લળીને. સુણુ૦ ૩
પરમાર્થ વિષે મથતી જ રહે, દીલ દુશ્મનનું પણ હિત ચહે
સુખ શાંતીતણું શુભ તેજ વહે સુણુ૦ ૪
કટુવેણ કદી જનકો ઉચરે, ગુણવાન વડો મનમાં ન ધરે
ધરી ધીરજને સદ્ બોધ કરે સુણુ૦ ૫
બહુ માન મળે નવ ગર્વ ધરે અપમાન થકી નવ શોચ કરે
નિજ ધર્મ ધરી સુખમાં વિચરે. સુણુ૦ ૬
કદી આપ વડાઇ ઉર ન વસે નવ લોભ થકી લલચાય કશે
નિજધર્મ થકી કદીએ ન ખસે. સુણુ૦ ૭
જેમ માનવી માન પછાડી ફરે ત્યમ તે બહુ વેગ થકી વિચરે
મન મોદ કરે સૌ અર્થ સરે. સુણુ૦ ૮

## ગીત (૧૮)

( ભામેરૂં મોંઘા મુલનું—એ રાગ. )

સુણો સમજુ સકળ નર નારીઓ મોટો શિયળ તણો મહિમાય
શીયળ પાળો સ્નેહથી.
જે કોઇ શીયળ સારી રીતે સાચવે
સર્વે સફળ મનોરથ થાય. શીયળ૦ ૨
સોના રૂપાની શોભા ન સમજીએ
શોભા સરસ શીયળ શણુગાર. શીયળ૦ ૩
જેવા નકટીને ભૂષણ નાખીએ
એવા શીયળ વિના નર નાર શીયળ૦ ૪
વખાણાજ અધિક ઠીક લોકમાં
પરલોકમાં મુક્તિ પમાય. શીયળ૦ ૫
સુખ સંપત્તિ શિયળથી પામીએ
રીઝે લોકને કીર્તિ ગવાય. શીયળ૦ ૬
માટે શીયળ સરવ વિધે સાચવો
તજો કામી હરામીનો સંગ. શીયળ૦ ૭
જરાયે ડરીએ ના મરણુના ભયથકી
ભારે ડરીએ શીયળ થતાં ભંગ. શીયળ૦ ૮
તજી લાજ બેઅદબી ના બોલીએ
નહિ ડોલીયે મદછક માંહી. શીયળ૦ ૯
નીચી નજરે સરળ રીતે ચાલીએ
હાંસી મશ્કરી કરીએ ના કોઇ શીયળ૦ ૧૦

ફાટી આંખે ફરે જે કોઇ ફાટડા
તેનું ડાટીયે માટીમાં મુખ. શીયળ૦ ૧૧
તજવી સોબત નિત્ય તેહની
જેણે લજવી જનેતાની કુખ. શીયળ૦ ૧૨
ભણવું ગણવું તો તેનું ધન્ય છે
જેણે કુળને ન લગાડયો ડાઘ. શીયળ૦ ૧૩
ભણી ગણીને શીયળ ના સાચવે
એના ભણતરમાં ઉઠી આગ. શીયળ૦ ૧૪
હૈયા ફાટયા બોલે બોલ હાંસીયે
દેખી હાંસીને નાસીએ દુર શીયળ૦ ૧૫
શિક્ષા સુંદર દલપતરામની
જાણી કામની શીખો જરૂર. શીયળ૦ ૧૬

---

## ગીત (૧૯)

### ( સાસરે જતાં શીખામણ )

( અમેરે લીલા વનની ચકલીઓ એ રાગ )

શિક્ષા દઉં તને દીકરી, મ્હારી તારી લાજ વધારજે
જો પ્રીતે પીયુ રજા આપે, તો પીયર ભણી પધારજે. ૧
રૂડી ભુંડી વાત સાંભળી હોય, કોઇ આગળ નવ ચેહેરીયે
ઉઘાડા કેસ નવ મુકીયે, ઘણું ઝીણું વસ્ત્ર નવ પહેરીયે. ૨
કામ ઘરનાં બતાવ્યાં કરીયે, ન કરીયે કાંઇ ઉરપર
પૂછયા પછી સૂક્ષ્મ સાદે, બોલીયે જાણીને ખરૂં. ૩

ખાટ પગે નવ ઠેલીયે, ક્ષમા રાખયે પ્રભુ ઉપરે
માથું ઓઢીને ચાલીયે, રાખીયે દષ્ટિ ભૂમિપરે. ૪
સંતાપ સાસરે ન કીજીએ, પીયેરને ન વખાણીએ
લક્ષ દુઃખ હોય સાસરે, પણ સ્વામીને ન જણાવીએ. ૫
દાસી માણુસનો સંગ ન કીજે, નીચ સાથે ન ચાલીયે
આક્રોસ સાસુ કરે ઘણા પણ સામો બોલ ન કાઢીયે. ૬
સાસુ નણંદ જેઠાણીની, સેવા ભક્તિ કરજો ઘણી
પરઘેર નિત્યે જઇએ નહિ, ગયે હલકાઇ થાય આપણી. ૭
મોટે સ્વરે હસીયે નહિ, કોઇ સામે તાળી નવ દીજીયે
ઉભા રહી ઉઘાડે માથે, પુત્રી પાણી નવ પીજીયે. ૮
માતપિતાને ભ્રાત ભગિનિ, પીયર સુખ ન સંભારીયે
આવો બેસી જીજી કરીને, કુળની લાજ વધારીયે. ૯
સહુને ગમતું બોલીયે, બહેન અહંકાર કરીયે નહિ
હસતું વદન નિત્ય રાખીએ, સુખ દુઃખ સમા ગણીયે સહિ. ૧૦
દિવસે ન સુઇએ દીકરી, બેન વચન પીયુનું પાળીયે
સાસુજી જ્યારે સાદ કરે ત્યારે જીજી કરી ઉત્તર આપીયે. ૧૧
શ્વસુર જેઠની લાજ કીજે, ન બોલીયે ઉંચે સ્વરે
એમ ઘણી શિક્ષા દઇ, માતા પુત્રીને વિદાય કરે. ૧૨

---

## ગીત (૨૦)

( આવો ગિરિ સિદ્ધાચળ જઇએ. એ રાગ )

ચાણી શિખ ધરો કાને, પતિ પ્રભુ હૃદય ધરો ધ્યાને
આ દુઃખ શીદ પામો છો અજ્ઞાને કે ચાણી૦ ૧

પ્રતિદિન સ્નાન કરી પ્રીતે, પૂજો પતિ પ્રભુ રૂડી રીતે
હરિ ગુરૂ ગુણ ગાઇ ગીતે કે શાણી૦ ૨
કુળ મર્યાદાને પાળો, સદાચરણે ચિત્તને વાળો
આયુષ સત્કર્મ કરિ ગાળો કે શાણી૦ ૩
મિથ્યા મદ મન ન વધારો, કુસંગને કરજો અકારો
ક્રમે કરી પામો આ ભવ આરો કે શાણી૦ ૪
મોહે પર વસ્તુ ના ભાળો. ક્રોધે કેર ન કરો કાળો
ત્યજો સદા લોભ તણો ચાળો કે શાણી૦ ૫
નિશદિન સંતોષે રહેવું, નિજ દુઃખ પરઘેર નવ કહેવું
નીતિ ધરી સંસારે વહેવું કે શાણી૦ ૬
કાળ તણો ભય મન ધારી, બુદ્ધિ ન કરશો વિકારી
વિજયાની વિનતી આ સ્વીકારી કે શાણી૦ ૭

---

## ગીત (૨૬)

સુખદ વચન આ કહું છું સુણજે દીકરી
અંતરમાં આણીને અતિશય વહાલ જો
સદ્‌ગુણ ને નીતિના નિયમો સેવજે
વેરીમાં વસી થઇશ ન્યાલ જો સુખદ૦ ૧
મહિયરની મોટપ તું ત્યાં ન ભાખતી
સાસરીયાનો કાઢીશ માં કદી દોષ જો
વેણ કઠિણ કો તુજને કે અમને કહે
તું સુણિ લેજે પણ નવ આણીશ રોષ જો. સુખદ૦ ૨

ઓછી મતિનાં નાનાં મોટાં માનવી
રાખે છે ઉર હાસ્ય કર્યાની ટેવ જો
ચીડવવાને આડું અવળું ભાખતા
તે સઉ સુણી વિસરી સ્મરીએ ગુરૂ દેવ જો. સુખદ૦ ૩

કામ કર્યામાં આળસ તું ના રાખજે
ઓછું ને પ્રિય વદી હળી મળી સઉ સાથ જો
સુખથી રહીને સુખ સંદાસા મોકલી
ઇષ્ટ સ્મરણ કરી થઈને રહેજે સનાથ જો. સુખદ૦ ૪

સઉને ઘટતે માને નમી બોલાવજે
તુજ સાસુને કહેજે મારા પ્રણામ જો
માતા સમ જાણી સાસુને સેવજે
જી કહી ઉત્તર દેતાં કરજે કામ જો. સુખદ૦ ૫

ઘણી તુજને શીખામણ શું આપવી,
જાણે છે તું યથા યોગ્ય વિચાર જો
જેવો સમ જુએ તેવું ત્યાં ચાલજો
સો શબ્દોનો કહયો આ સાર જો. સુખદ૦ ૬

---

## ગીત (૨૨)

એની ભણો ગણો તમે ભાવથી રે, ઠીક તેથી તમારૂં થાય રે
માનો શીખામણ માતની રે જેથી જડતા અંતરની જાય.

ભણો૦ ૧

પહેરો વસ્ત્ર રૂડાં નાહી ધોઇને રે, ધરો અરિહંતનું પછી ધ્યાન રે
તમે દાન દેજો સુપાત્રને રે, કદી મનમાં ન રાખશો માન રે.

ભણો૦ ૨

રૂડું ભણતર શીખો હોંશથી રે, રૂડી દયામાં રાખજો ભાવ રે
કુડું ન બોલો કોઇનું રે, દીલમાં રાખશો ના કોઈપર દાવ રે.

ભણો૦ ૩

શાસ્ત્ર વાંચો તો નીતિનાં વાંચજો રે, ગુરૂ આપે તે રાખજો ગ્યાન રે
સદ્ ધર્મ તણી નીતિ પાળજો રે, ભલું કરશે જેથી ભગવાન.

ભણો૦ ૪

એની શાણા થઇ તમે સાંભળો રે, જેથી જાય તમારાં દુઃખ રે
આ ભવ સુખ પામો ઘણું રે, વળી પરભવ અમર વિમાન રે.

ભણો૦ ૫

---

## ગીત (૨૩)

સખી જન્મી જગતમાં રે કે દુર્ગુણ દૂર કરવા
લઇ સમજણ સાચી રે કે સદ્ગુણ ઉર ધરવા
છે મોંઘો મળવો રે કે જન્મ મનુષ્ય તણો
છે વહેલા ટળવો રે કે તેથી અમુલ્ય ગણો
નિત્ય જોવું વિચારી રે, કે જગમાં શું કરવું
ચાલ ચાલવી સારી રે કે કીર્તિ લઈ મરવું
અભિમાન ન ધરવું રે કે વઢવું ન કો સંગે
વેષ ઘટતું વદવું રે, રહી નિજ કુળ ઢંગે

મુખે બોલવું સાચું રે, જુઠું ઉરથી તજવું
નવ કોનનું કાચું રે, થવું સઘ સમજવું
દુઃખ આવે નવ રડવું રે, પતિને ન દુઃખ દેવું
કહે સ્વામી તે કરવું રે, બીજાને ના કહેવું
વસ્ત્રાભૂષણ કેરા રે, કે મોહ ન કદી ધરવો
કરી લોભ આધેરો રે, દિવસ તે જતો કરવો
સખી પ્રાણ જતાં લગી રે, ક્રોધ ઉરથી ત્યજવો
મનહર કુળવંતીએ રે, પતિ પ્રભુને ભજવો.

---

## ગીત (૨૪)

સખી સદ્‌ગુણ સજીને જગે શોભવું જો,
નીચ સંગતિમાં કદી ન થોભવું જો. સખી૦
દિવસ ઉગતાં ઉઠી ઉર નિશ્ચય ધરવો જો,
કોને કઠિણ શબ્દ કદી નહિ ઉચ્ચારવો જો. સખી૦
કોનું મનથી પણ અનિષ્ટ ન ઇચ્છવું જો
ઇષ્ટ આપણું શા કર્મથી તે પ્રીછવું જો. સખી૦
અશુભ કર્મ ઓળખીને સઘ ત્યાગવાં જો
શુભ કર્મને સુમતિ સદા માગવાં જો. સખી૦
આજ્ઞા વડીલની સદાય શિરે ધરવી જો
અભિમાન તણી વૃત્તિ કળે મારવી જો. સખી૦
હરિગુણ સ્મરણ કરતાં પતિ સેવીએ જો
મનહર પ્રભુ રીઝે વહિએ મતિ તેવી જો. સખી૦

---

## ગીત (૨૫)

### ( સાસરીયામાં કેવી રીતે રહેવું ).

અહીંથી જઇ સાસરીએ બ્હેન સદ્ગુણી શાણીરે,
સેવા કરજે વડીલની નિત્ય, તું મન માની રે. ૧

ક્રોધે જો કદિ તારા કંથ, બોધક જાણીરે,
સામો કરીશ ના ક્રોધ કે તંત, રીસ ઉર આણીરે, ૨

તારા નોકર ચાકર સાથ, રહેજે પ્રમાણીરે,
રાખજે માયા મમતા અથાગ, બાંધવ જાણીરે. ૩

મળે બેન સુભાગ્યનો સાજ. ચિત્તે વદ વાણીરે,
નવ કરીશ તું જરીક મિજાજ, સુંદરી શાણીરે. ૪

જે જે યુવતિઓ વરતે આમ, પી પ્રીત પાણીરે,
તેતો પામે સુપ્રમદાનું નામ, જગ પટરાણી રે. ૫



